દોહરો.

જ્ઞાતિ હિતને કારણે, અર્પણ કરૂં આ ગ્રંથ;

વાંચી વિચારી વર્તજો, (તો) જરૂર ઉન્નતિ પંથ.

# પ્રસ્તાવના



આધુનિક સમયમાં 'લગ્ન વિધિ'ની [illegible] કારણ આજે આપણી જ્ઞાતિ તેમજ આપણો હિન્દુસમાજ કરુ-આનું સ્થાન થઈ પડયું છે. કૌટુમ્બિક ઉપદ્રવો સર્વનાં મનને દુઃખી કરી રહ્યા છે. જીવનને નીરસ બનાવી રહ્યા છે. પ્રભુની જગતવાડીના જીવોને દુભાવી રહ્યા છે. એટલુંજ નહિ પણ આપણી જ્ઞાતિમાં પોતાના ઘરના કલહ અને કુસંપને દૂર કરી શકતો નથી, તો આપણું સામાજીક બંધારણ બગડેલું હોય તો સ્વતંત્રતા મેળવીને પણ ક્યાં સુધી તેને ટકાવી શકવાનું છે? તો આવી ગંભીરતા વિષે વિચાર કરીનેજ પોતાના ભવિષ્યને ઉજ્વળ બનાવવા પ્રયાસ કરવાનો છે. વિના વિચારે દરેક રૂઢીને વળગી રહેવાથી આપણી સમાજનું શ્રેય નથી.

જ્ઞાતિમાંથી કુરિવાજો અને રાક્ષસી રૂઢીઓ નષ્ટ કરવાને, તથા જ્ઞાન પ્રચાર કરવાને અમારા વિચારો જનસમાજ સમક્ષ સાહિત્યદ્વારાએ રજુ કરવા એ અમારી ભાવના છે. જેથી કરી જેમ બને તેમ મફત વાંચન પુરૂ પાડવા માટે પ્રથમ શરૂમાં યત્ન કરનાર તેજલાવના રહીશ મી. પુરૂષોત્તમ રાનજી વાઘમારીઆ ધન્યવાદને પાત્ર છે. જેઓ આ 'લગ્ન વિધિ'ના પુસ્તકનો છપામણી ખર્ચ કરી આપણી જ્ઞાતિને

અર્પણ કર્યું છે તે માટે જ્ઞાતિના બંધુઓ જેના હસ્તક આ લઘુ ગ્રંથ આવે તેઓ પોતાની ફરજ સમજી તેઓ આવા સાહિત્યને ફુલ નહિ તો ફુલની પાંખડી આપી પોતાની ફરજ અદા કરે. એટલુંજ નહિ પણ આપણી જ્ઞાતિના અભણુ ભાઇઓમાં દરેકને વાંચી સંભળાવવા પોતાથી બનતું કરે.

નોંધઃ—આ પુસ્તકનો ફેલાવો કરવા પોતાની ફરજ સમજી 'સાહિત્ય ફંડ'માં પોતાની યથાશક્તિ અનુસાર મદદ કરવી એ દરેક બંધુઓની ફરજ છે. તેમજ આવા 'સાહિત્ય ફંડ'ની યોજનાથી બીજા ઉત્તમ સારા વાંચનના પુસ્તકો જ્ઞાતિને આપી શકાય એવી અમારી ઉમેદ છે. તો દરેક જ્ઞાતિબંધુઓ આવા "સાહિત્ય"ને માન આપી પોતાની ફરજ અદા કરશે. તેમજ આ પુસ્તકનો આવક—જાવકનો ખર્ચ મોચી મિત્ર દ્વારાએ પ્રસિદ્ધ થશે. તેમજ તેની બીજી આવૃતિમાં પણ હિસાબ પ્રગટ થશે. અને જેમ બને તેમ બીજા સારા પુસ્તકો અમારા તરફથી સાહિત્ય ગ્રંથમાળા તરીકે પ્રગટ થશે.

પ્રકાશક—મોચી મિત્ર.



શ્રી હરિ ૐ પરમાત્માને નમઃ

# લગ્ન વિધી

## વિવાહ વિચાર પ્રકરણ ૧ લું.

આધુનિક સમય માટે આપણી જ્ઞાતિમાં તેમજ આપણી હિંદુસમાજમાં વિવાહ અને લગ્ન વિશે પ્રાચીન રિવાજ કરતાં ઉલટીજ રીતભાત જોવામાં આવે છે તે આપણે બારિકાઇથી તપાસ કરીએ તો જણાય આવશે સંસ્કાર, સંબંધ અને સ્નેહ એ ત્રણ આચાર, વિચાર અને હૃદય વિના નકામાં છે. કેમકે સંસ્કાર વિનાનાં સંબંધ ક્લેશ કરાવે છે, વિચાર વિનાના સંબંધ વિશામણ ઉપજાવે છે અને હૃદય વિનના સ્નેહ હૃદયને પ્રજાલે છે.

આપણા હિંદુ સમાજમાં તેમજ આપણી જ્ઞાતિમાં જ્યારે પ્રથમ શરૂમાં 'વિવાહ' (વાગ્દાન) કરવાનો પ્રચલિત ચાલ છે તે સમયની પ્રાચીન રીતભાત જોતા આપ સ્હેજે સમજી શકશો કે 'વિવાહ' સમયે પણ બાળલગ્ન કરવાની આજ્ઞા આપવામાં આવતી નથી. પરંતુ તેથી વિરૂદ્ધ યોગ્ય ઉમરે પહોંચ્યા પછીજ લગ્ન કરવાનું છે એ સાબીત થાય

છે. પરંતુ હાલમાં વિવાહ કેવા પ્રકારે થાય છે તે કોનેથી અજાણ્યું છે? તે આપ સારી રીતે જાણી શકો છો. પ્રાચીન સમયમાં જ્યારે વિવાહ કેવા પ્રકારે થતો તે આપણે જાણવુંજ જોઇએ. આપણા શાસ્ત્રોની આજ્ઞા કેવી છે? તે સવાલ પ્રથમ આપણેજ જાણતાંજ નથી તેમજ આપણા પુરોહિતો (ગોરબાપા) અગડમ બગડમ ગોટા વાળી આપણને સમજાવવાની કોશીષ કરતાંજ નથી. ક્યાંથી કરે? આવડતું હોય તોને? એ બધો પ્રતાપ કળી કાળનો છે. તેમાં આપણે પુરોહિતનો દોષ કાઢવો તે નકામો છે એમ ધારી પુરોહિતોને હવે સમજવું જોઇએ કે અત્યારનો જમાનો જાગૃતિનો છે હવે પોપાબાઈનું રાજ્ય ચાલે તેમ નથી બહુ ચાલ્યું ઘણીજ અધોગતિ કરી, હવે જાગો! તોજ તમારૂં માન અને યજમાનનું ભલું છે.

પ્રથમ શરૂમાંજ મારેથી પુરોહિત માટે લખવું પડે છે. તેનું કારણ કે આપણી સમાજ માટે સુધારવાનો તેમજ ઉપદેશક તરીકેનો એમનો હક છે. તેઓ એ હક બજાવતા નથી એટલેથીજ મારે મારા પુરોહિત વિશે લખતા જરાપણ અચકાવું ન જોઇએ. જો કે ગુરૂ સામે શિષ્યને બોલવાનો હક નથી. પરંતુ અમારેથી શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે કહ્યા વિના ચાલતું નથી. दोषावाच्या गुरोरपिः ગુરૂઓમાં જે દોષ હોય તે કહેવા જોઇએ એ શાસ્ત્રાનુસાર સાચા શબ્દો પ્રથમ શરૂમાં પુરોહિ-

તોએ આ લગ્ન સંબંધમાં ઉંધું માર્યું છે. અને કહેવત પ્રમાણે વર્તણુક ચલાવી છે. તે એજ કે "બાપ ગયા દીસોટા રહ્યા" એટલે અમારા બાપદાદા કરતાં અને એમ કરીએ, વાહ! ગોર બાપા! હવેના જમાનામાં એ પ્રમાણે ચાલે તેમ નથી. અને તમારા યજમાનો તરફ તમારી ફરજ બજાવો અને સત્યને રસ્તે ચઢાવો તોજ તમારો માન મરતબો રહેશે, ગોરબાપા! હવે તમારા યજમાનોને ત્યાં જ્યારે એમના પુત્ર યા પુત્રીના વિવાહ કરવા જાય ત્યારે નિચેના શ્લોક તમારા યજમાનોને શીખવાડો અથવા તમો હાજર રહી નિચેના શ્લોક બોલવા તેની સમજણ પાડવી જેથી કરી અમારો ઉદ્ધાર થાય સમજ્યા ગોરબાપા!

વરનો બાપ તથા કન્યાનો બાપ લગ્ન પહેલાં એક બીજા સાથે જે કરાર કરે છે તેનું નામવાગ્દાન કહેવામાં આવે છે. જ્યારે વાગ્દાન (વિવાહ) કન્યાનો બાપ વરના બાપને હળધર સોપારી આપતા કહે છે.

वाचा दत्ता मयाकन्या पुत्रार्थे प्रार्थितां त्वया ।
कन्यावलोकनविधौ निश्चित्कत्वा सुखीभव: ॥

અર્થ—તમારા દીકરા સારૂ તમે મારી કન્યા માગી તો, મ્હેં તને વચન આપ્યું: માટે કન્યાની પરિક્ષા કરવા વિષે તમારે સુખેથી તત્પર રહેવું. પ્રિય વાંચનાર! આપ

વિચાર કરો કે અધુના સમયમાં આપણે કેવી રીતના વિવાહ કરીએ છીએ તેનો ખ્યાલ આપજ કરી લ્યો ? આ વિવાહ સંબંધી આપણા પુરોહિતો સમજાવે છે ખરા કે ? ઠીક હવે આપણને સમજાવશેજ. બેફીકર રહેજો.

પછી વરનો બાપ કન્યાના બાપને સોપારી હલધર આપી કહે છે કે

वाचा दत्ता त्वया कन्या पुत्रार्थे प्रार्थिता मया ।।
वरावलोकनविधौ निश्चिकृत्वा सुर्वीभवः ।।

અર્થ—મારા દીકરા સારૂ મેં તારી કન્યા માંગી. તો તેં વચન આપ્યુ, માટે વરની પરીક્ષા કરવા વિશે તમારે સુખેથી તત્પર રહેવું.

પછી આપણામાં ધારો છે તેમ નાળીએર, કંકુ ચોખા વગેરેથી સામસામા વેવાઈઓ કપાળમાં ચાંલ્લા કરે છે ગીતો પણ ગવાય છે.

## લગ્ન પ્રકરણ ૨ જું.

લગ્ન એટલે શું ? લગ્ન ક્યારે કરવા ? એ સંબંધી આપણા શાસ્ત્રો શું કહે છે અને અત્યારના આપણા પુરોહિતો (ગોરબાપા) યજમાનોની હામાં, હા ભણનાર લગ્ન કરે છે તે ચાલુ પ્રવૃત્તિ પ્રમાણે જાણીએ છીએ, પ્રિયવાચક બંધુઓ ! આપણેજ વિચાર કરવાનો છે. કે આપણે વેદશાસ્ત્ર જાણવાનો જે દાવો કરીએ, તેમજ એક હિન્દુ

તરીકેજ જો આપણે દાવો ધરાવીએ તો જરૂર આપણે આપણા શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણેજ વર્તવું એજ આપણો ધર્મ (ફરજ) છે. પરંતુ વેદશાસ્ત્ર કે જેને માનવાનો પોતે દાવો રાખે છે પણ તેની આજ્ઞાનો ભંગ કર્યો છે એ સાબીત થાય છે. જેથી લગ્ન સંબંધી જે દોષ પ્રાપ્ત થાય તેના ભાગી તેઓજ છે એ સર્વને માનનારા છે, તેઓ ઉપર મુજબ વેદાજ્ઞાનો ત્યાગ કરવા ઉપરાંત પુરાણોની આજ્ઞાઓ પણ માનતા નથી તેથી તેઓ પણ તત્સબંધી દોષને પાત્ર થાય છે. આપણાજ પુરાણોમાં શું કોઇ ઠેકાણે બાળલગ્ન કરવાની આજ્ઞા આપી છે? તથા પુખ્ત ઉમ્મરે લગ્ન કરવાનો નિષેધ કયાં કરવામાં આવ્યો છે? આ બેજ પ્રશ્નનો ઉતર આપણા પુરોહિતો તેમજ આપણા ધર્મગુરૂઓ શો ઉતર આપી શકશે? પુખ્ત ઉમ્મરે લગ્ન કરવા.

अष्ट वर्षा भवेद् गौरी नव वर्षाच रोहिणी।
दश वर्षा भवेत् कन्या तत ऊर्ध्वं रजस्वला ॥

અર્થ:—આઠ વર્ષની ગૌરી, નવ વર્ષની રોહિણી, દશ વર્ષની કન્યા કહેવાય છે અને દશ વર્ષની ઉપરાંત ઉમરવાળી રજસ્વલા કહેવાય છે.

આ શ્લોકના આધારે બાળલગ્નના દુ:ખદ ધારાએ હિંદુઓમાં પ્રવેશ કરી હિંદુઓને હલકી સ્થિતિએ લાવી

મુકયા છે એમાં કંઈ શક નથી, તેમાં કેટલાએક અદુરદર્શિ અને અણુધજનો એથી પણ વિશેષ વિદ્વતા બતાવવાને ખાતર, અને બાળલગ્ન કરાવવાને માટે નિચેનો જોડી કહાડેલો શ્લોક બોલી યજમાનોને ત્રાસ ઉપજાવી અધોગતિના ખાડામાં ધકેલે છે અને પોતાની વાત કબુલ કરાવી પ્રસન્ન થાય છે.

मातार्चैव पितार्चैव जेष्ठो भ्राता तथैवच ।
त्रयस्ते नरकं यान्ति दृष्टा कन्यां रजस्वलाम् ॥

અર્થઃ—રજસ્વલાને જોઇને માતાપીતા તથા મોટાભાઇ નરકમાં પડે છે માટે રજસ્વલા થતાં પહેલાં તેનું લગ્ન કરી લેવું.

પ્રિયપાઠક! વિચાર કરો અગીયાર વર્ષની કન્યાને રજસ્વલા પ્રાપ્તિ થતી નથી. એ સ્વતઃ સિદ્ધ છે તદપિ સહજવારને માટે આ વાતને આપણે સાચી માની લઇએ. તોપણ આઠ વર્ષની અંદરની પુત્રીનું તો લગ્ન નજ થવું જોઇએ એ સ્પષ્ટ છે.

આઠ વર્ષની ગૌરી, નવ વર્ષની રોહીણી તેને પરણાવવાને પણ ઉપરના શ્લોકમાં આજ્ઞા નથી ફક્ત કન્યાને પરણાવી દેવાને તેમાં કહેવામાં આવ્યું છે અને તેની હદ દશ વર્ષની મુકરર કરી છે.

પ્રિયબંધુઓ! જરા આંખ ઉઘાડી વિચાર કરો કે ગૌરી

અથવા રોહીણીનું લગ્ન કરી આપવાને કયે ઠેકાણે આજ્ઞા કરી છે. કન્યા દશ વર્ષની છોડીને કહેવામાં આવે છે, શાસ્ત્ર પુરાણ અને વેદનાં હજારો વચનોનો ત્યાગ (ભંગ) કરી ઉપરના એકજ શ્લોકના આધારે ચાલવાનો આપ દાવો રાખતા હોય તો તેમાં પણ આપ પાછા પડયા છો. માટે જાગ્રત થાઓ! અને આ અનર્થકારી દુષ્ટ નિયમોનું નિકંદન કરો નહિ તો તે દુષ્ટ નિયમો તમારૂંજ નિકંદન કરે છે અને કરશે.

અફસોસની વાત તો એજ છે કે આપણી જ્ઞાતિમાં આજે સુધારાની પ્રવૃત્તિ જોસભેર ચલાવી રહ્યા છે, છતાં અંધ તુમાખીઓ કોણ જાણે તેનો શું સ્વાર્થ હોય કે જેથી કરીને બે ત્રણ ચાર વર્ષની બાળાને કેડમાં લઇને ફેરા ફરે છે, અને જે બાળકોને હજુ સ્તનપાન કરવાનુંજ ભાન છે તેવા બાળકોના લગ્ન કરવામાં માવતરો શું લાવો લઈ રહ્યાં હશે. અરેરે! તે બિચારા પરણવામાં શું સમજે? તેમનાં માબાપોજ પરણ્યાં ગણાશે.

ધિક્કાર છે! એવાં આંધળાં માતપિતાને કે જેઓ પોતાના અલ્પસમયના મિથ્યા લ્હાવાને માટે બાળલગ્ન કરી પોતાનાં વ્હાલાં અને નિર્દોષ બાળકોના કિંમતી જાનને જોખમમાં નાખી તેનું જીવતર નિર્માલ્ય બનાવી જીવતા સુધી અપયશનો વાવટો ઉડાવી ફરેછે. અજ્ઞાનદ્રષ્ટિથી દેખાતાં સ્વાર્થ પુરતો માને છે સત્ય રીતે માનતા નથી.

વેદ શાસ્ત્ર પુરાણની, વાતો અમારે માન્ય છે;
કરવું નથી તદ્દવત્ કદી, રૂઢીની ખેંચાતાણ છે.
નાદાન બાળા કર લઈ, નાદાન બાળકને દીએ;
મિથ્યા મુરખરા શાસ્ત્રની, વાતો કહે અમે પાળીએ.

પ્રિય વાંચક બંધુ! આપણે લગ્ન સંબંધી જાણવાને બદલે બાળલગ્નનામા વિચારમાં ચડી ગયા તે યોગ્ય છે. પરંતુ હજુ પણ બાળલગ્ન વિષે મારે ઘણુંજ લખવું રહી જાય છે. પરંતુ આ નાનકડા પુસ્તકમાં "લગ્ન વિધિ" નો ટુંકો હેવાલ જણાવા જતા પણ પુસ્તક વધી જવાની બીકે મારા વિચારો અટકી પડે છે. પરંતુ આ પુસ્તક જો આપણી જ્ઞાતિમાં પ્રચલિત થશે અને તેની બીજી આવૃતિ સુધારાવધારા સાથે પ્રકટ થશે તે ઇશ્વરેછા. અસ્તુ.

લગ્ન એટલે શું? તે સવાલનો વિચાર કરીએ. વર કન્યાના જ્યારે જ્યોતિષ આધારે મેળ જોતી વખતે જો બન્નેના એકજ ગણ (વિચાર આદિ સ્વભાવ) આવતો હોય તો એકબીજા સાથે મેળ (વહેવારિક)માં સુખી સારા રહે પણ જો એકનો દેવગણ અને બીજાનો મનુષ્યગણ આવતો હોય તો તે બન્નેને મધ્યમ રીતે મેળ રહે અને એકનો દેવગણ હોય બીજાનો રાક્ષસગણ હોય તો તે બન્નેમાં રોજ કંકાસ થાય, અને એકનો રાક્ષસગણ હોય અને બીજાનો મનુષ્યગણ હોય તો તેમાં અનર્થ થાય માટે મેળ આવતો

હોય તોજ એકબીજાને સંબંધ કરવો, નહિ તો નજ કરવો. પરમપ્રિય બંધુઓ! આધુનિક સમય માટે આપણીજ નજરે શું જોઈ રહ્યા છીએ? આપણી જ્ઞાતિમાં કેવી રીતે લગ્ન જોવરાવે છે? તે શું આપથી અજાણ્યુ છે? અરે! હાલમાં તો "વાદેવાદ" એટલે અરસાસરસીમાં અંધાધુંધી ચાલી રહી છે. તેમ પણ આપણા પુરાહિત (ગોરબાપા) પણ ઠીક છે થાવા દીઓ! એ પ્રમાણે ચલાવે છે. ગોરબાપા એટલે ભુદેવો એમનેજ મારી અલ્પ બુદ્ધિથી વિનંતી છે કે, ગોરબાપા! મારા લખવા વિષે આપને ખોટુ ન લગાડશો, મને માફ કરજે કારણ કે તમો લગ્ન સંબંધી યજમાનોને પુરતી સમજણ આપતા નથી તેથીજ તમોને સાચા શબ્દોરૂપી કડવા લાગે તેવા (ચાબખા) રાષક શબ્દો કહેવા પડે છે. આજ તમારી યજમાન પ્રત્યેની ચોખ્ખી ફરજ છે તે બજાવવા કેમ ચુકો? અરે! તમે તો કહેતી અનુસાર પ્રમાણે વર્તો છો કે "વર મરો, કન્યા મરો પણ ગોરનુ તરભાણુ ભરો" માટે મારા ગોર બાપાઓ! ખોટુ ન લગાડતાં સત્ય રસ્તે દોરવવા અમારા પર કૃપા કરો! એજ વિનંતી.

## લગ્નમાં પીઠી. પ્રકરણ ૭ મું.

આપણા હિન્દુ સમાજમાં 'લગ્નમાં પીઠી' ચોળવાનો પ્રાચીન રિવાજ છે. તે કેટલો બધો ઉપયોગીનો છે તે

આપણે સુક્ષ્મદ્રષ્ટિએ વિચાર કરીએ લગ્નમાં પીઠી એટલે શું? પીઠી વિના ચાલે કે નહિ? આ પ્રશ્નનો જવાબ આપણા પ્રાચિન રૂષીઓ એ જણાવેલુ છે તે જાણવાની આપણને જરૂર છે. જેથી કરી પીઠીનું મહત્વ સમજાય. લગ્નના ત્રણ કે પાંચ દિવસ અગાઉ વરકન્યાને પીઠી ચોળે છે, તેનું પ્રમાણ મનુસ્મૃતિ તેમજ અંગીરાસમૃતિ તેમજ પારશરસમૃતિમાં પણ લગ્ન સંબંધી જાણવાનું મળી આવે છે. પરંતુ મનુ ભગવાન સ્મૃતિમાં કહે છે કે તે પ્રમાણે આપણે કયાં માન આપીએ છીએ? આપણે તો શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો વગેરેમાં જણાવ્યા પ્રમાણે હા, એટલાંજ માન્ય છે, પરંતુ તે પ્રમાણે વર્તવું નથી, વર-કન્યાનું લગ્ન સમયે વય કેટલું હોવું જોઈએ તે આપણે જાણવાની દરકાર રાખી નથી એટલુંજ નહિ પણ તેના શું પરિણામો આવ્યા છે? તેનો તો વિચાર કરો! વરની ઉમ્મર ઓછામાં ઓછી લગ્નારંભમાં અઢાર વર્ષની હોવી જોઈએ કન્યાની ઉમ્મર તેર વર્ષની હોવી જોઈએ. ને સમયે (લગ્નમાં) પીઠી ચોળવામાં આવે તો પીઠીમાં જે ઔષધો આવે છે. તેમાં મુખ્ય હલધર, કંકુ અને બીજા સુગંધીવાળા પદાર્થો વગેરે છે તે પીઠી સ્ત્રીઓને હાથે નિત્ય બે વાર પીઠીનું મર્દન કરાવે છે કે જેથી કરીને નુતન વરકન્યાના લગ્નમાં જે કામદેવનો સંબંધ કરાવી આપવામાં

આવે છે. જે બળ વીર્યનું બહુ લાંબા વખત સુધી ટકી રહે એટલાંજ માટે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરનારા વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે. તેમજ વરકન્યાને હાથે મીંઢળ (મદનફળ) બાંધવામાં આવે છે. તેનો હેતુ શું ?

## વરકન્યા હાથે મીંઢળ

પ્રિયબંધુઓ ! પ્રાચીન સમયથી મહર્ષિઓની પદ્ધતિ જે વરકન્યા હાથે મીંઢળ બાંધવાનો ગુહ્યત્વ ગુણ સમાયેલો જણાય આવે છે તે આપણે જાણવાની જરૂર છે. તે પ્રમાણે આપણે અંતઃકરણપુર્વક વિચાર કરીએ તો જરૂર આપણો સમાજ બાહોશ તેમજ શૌર્યતાવાળી પ્રજા બને તેમાં નવાઈ નહિ. મીંઢળમાં એવો ગુણ રહેલો છે કે તે પારા (વીર્ય) ને પોતામાં રાખી શકે છે, ગાંધી લોકોને ત્યાં આપણે જ્યારે 'પારો' લઈએ છીએ ત્યારે તે પારને રાખવા માટે મીંઢળમાં રાખીને આપે છે. 'પારાને શંકરનું વીર્ય કહેવામાં આવે છે તે વીર્ય બીજી કોઇ જગ્યાએ ઠરે તેવું નથી જેમ તેને સહન કરવાને દેવી પાર્વતીજ સમર્થ છે અને ભગવાન શંકર તપઆચરનારા હોય તથા દેવી પાર્વતી પણ યોગ–તપમાં પ્રવૃત્તિવાળા છે, તેથી બંને મળી રજવીર્યનું રક્ષણ કરે છે. એવીજ રીતે વરકન્યાને હાથે મીંઢળ બાંધતાં અત્રે પણ એજ સુચના કરવામાં આવે છે. કે અત્યાર સુધી તમે બ્રહ્મચર્ય પાલક છો અને

હવે તમને ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાનો અધિકાર મળે છે તો આ નુતન અધિકાર ગૃહસ્થાશ્રમમાં ઉન્મદ થઈ તમારી ફરજનું કરજ કેટલું કઠણ છે, તે ભુલી જઇ રજવીર્યનો જેમે તેમ રીતે તમે તે વીર્યનો નાશ ન કરતાં મીંઢળ પેઠે પરસ્પર પ્રેમથી રક્ષણ કરજો. એજ વીર્ય તમારા જીવનનું સાચુ મુળ છે. એનાજ ઉપર મનુષ્યના સુખ દુઃખ અને મરવા જીવવાનો તેમજ ઉંચનિચપણાનો મોટો આધાર છે. સ્ત્રી પુરૂષે વીર્ય રક્ષક બને તેમજ અથથીઇતિ સુધી બ્રહ્મચર્ય પાલન કરનારાં હોય તોજ મદનફળ (મીંઢળ) બાંધવાનો હેતું મનાશે.

## પોંખણુ અને માંયરૂ, પ્રકરણ ૪ થું.

લગ્નમાં જ્યારે વર માંયરે જાય ત્યારે સાસુ પોંખવા આવે એનું મહત્વ શું ? આ સવાલ ઘણોજ મહત્વનો છે. તેનો વિચાર કરતાં ગૃહસ્થાશ્રમી થવાને ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાને આપણી ફરજ કેવી રીતની છે. તે જ્યારે સાસુ પોંખવા આવે છે તે બધું સાનમાં સમજાવે છે. પરંતુ આધુનિક સમયમાં પોંખનારી સાસું તેમજ પરણનારો વર આ હેતુ સમજતા નથી અને ખરેખર! નાટકકારની માફક નાટક ભજવાય છે.

પરરાજા માંયરે જાય ત્યારે ઘોડે ચઢીને કન્યાના મંડપે (માંડવે) આવે છે ત્યારે સાસુ વરને પોંખવા સામી

આવે છે ત્યારે આપણા કુલ પુરોહિત (ગોર) સાથે રહે છે અને વરકન્યાના સઘળા સગાવ્હાલાં તથા ઇતર લોકો પણ ઘણા હોય છે તે સર્વની સમક્ષ આ ક્રિયા થાય છે. અને સર્વ કોઇ તે આ શુભ ક્રિયા સમજી શકે માટે સ્ત્રીઓ પણ મોટા રાગે ગીતો ગાય છે. "ઝુસર, મુશલ, રવૈયો, સપુટ ને ત્રાકરે; સાસુજી આવ્યા પોંખવા, તાણ્યુ વરનુ નાક" એ પ્રમાણે ગીતો ગવાય છે. અત્યારે તો આપણે ગીતમાં ફટાણા શીવાય શું સાંભળીએ છીએ? જ્યારે આપણી જ્ઞાતિમાંથી આવા ફટાણા ગવાતા અટકશે એને પ્રાચીન મુજબ ગીતો ગવાશે ત્યારેજ ઉદ્ધાર થશે એટલે આપણી જ્ઞાતિના બાળકોને સારા સંસ્કાર પડશે. જેથી કરી પોતાની ફરજ સમજતા થાય.

ઝુસર—એટલે ગાડીમાં બળદને ખાંધે જે ઝુસરૂ મુકવામાં આવે છે તે વરને દેખાડી સાસુજી સમજાવે છે કે લગ્ન કરવાની ત્હારી ઇચ્છા હોય તો આ સાનથી સમજી ઇચ્છાધિત થઇ તમો ઘોડે ચઢીને આવ્યા છો, પણ સંસારના વ્યવહારનું ઝુંસરૂં તમારી ખાંધે પડશે જેથી જે ગાડામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ‌ને ભરેલો છે તેને ખેંચતા સેંકડો બળદો બેસી જાય છે એવા હેતુને જાણવામાં કિંમતી જીવનની કીમતી ક્ષણોને ભોગ આપવો પડે છે. તે ગૃહસ્થાશ્રમની ગાડી ખેંચવાની શક્તિ હોય તો કન્યા વરવાને સુખપૂર્વક આ મંડપમાં દાખલ થાવ.

પરંતુ કન્યાને વરવાની આશામાં ડુબેલો વર જયારે સાસુજીના આવા ઉપદેશથી પાછો નજ હઠયો, ત્યારે સાસુજી વધુ કસોટી કરવાને વિચાર સંપન્ન બીજી યુક્તિ સમજાવવા કરે છે. (બાળક બે વર્ષનો હોય તો શું સમજે? રડવા માંડે બીજું શું.)

**મુંસળ**—(સાંબેલુ) દેખાડી સમજાવે છે કે ડાંગરને ખાંડણીયામાં નાખી જેમ તેનાં ફોતરાં છોડાં કાઢી નાંખવામાં આવે છે તેમ આ ગ્રહસ્થાશ્રમરૂપી ખાંડણીયામાં રાત્રી દિવસ ખંડાવાની શક્તિ હોય, સ્વતંત્રતાની સીડીપરથી પટકાઇ પડી સ્ત્રીરૂપ (મોહ) ની બેડીમાં બંધાઇ જીંદગીની કિંમતી ઘડીની ઇચ્છા હોય અને છેવટ સુધી વહેવારમાં રહીને પ્રપંચ વિષયના કીડા બની મરવાની મરજી હોય તો સુખેથી આ મહામંડપમાં પ્રવેશ કરો.

તોપણ વરરાજા નિડરપણેથી શાન્ત રહી આવા ઇસારેથી જરા પણ ગભરાયો નહિ. પરંતુ સાસુજીએ ઇસારેથી આપતા ઉપદેશોથી વરરાજા કન્યાની અભિલાષાએ ગણકાર્યુંજ નહિ. ત્યારે સમજુ સાસુજીએ ત્રીજી યુક્તિનો પ્રારંભ કર્યો.

**રવૈયો**—દધી મંથન કરવાનો વાંસનો બનાવેલો દેખાડી સુચના કરે છે કે જેમ દહીંને વલોવી તેમાંનું નવનીત માંખણ કાઢી લેવામાં આવે છે તેમ ગ્રહસ્થાશ્રમની ભયંકર

ગોળીમાં પડયા પછી તમારી સ્વતંત્રતા ગૃહસ્થાશ્રમના ધર્મ (ફરજ) રૂપ રવાઇથી વલોવાઇ જશો. આ મંથન જેવું જીવન સુખમાં સમેટાઇ જશો. એટલે સંસારની ત્રિવિધી તાપથી તમો દગ્ધ થશો; આ બધું સહન કરવાની તમારામાં તાકાત હોય તો અને તમારામાં અતુલબળ હોય તો સુખપૂર્વક મંડપમાં આવો.

અરે! પથ્થર પર રેડેલા પાણીની માફક વરરાજાને આપેલો ઉપદેશ નકામો ગયો છે. એવું જાણી શાંતિ સાસુજીએ તો આગળ ચલાવ્યું.

**સપુટ** — (બે કોડીઆને સામ સામા સુતરના તાંતણાથી બાંધેલાં હોય છે) તે દેખાડી સાસુજીએ ચોથો હસીને સમજાવે છે કે આ મૃતિકાના (માટીના) બે કોડીઆ એક બીજાના હૃદયથી મળ્યા પછી છુટાં નહિ પડવાને લીધે ઉપર કાચા સુતરના બંધનથી બંધાયેલા છે. એ રીતે શુદ્ધ મનથી મળ્યા પછી પ્રેમ બંધનથી ઉચ્ચગતી મેળવો. મનુષ્યના પગ તળે કચરાઇ જવાનો પ્રસંગ આવે, તો પણ બન્ને સાથેજ રહીશું; સાથેજ દુઃખ સુખ ભોગવીશું; જેમ સારસ પક્ષીના પવિત્ર જોડલાની માફક સાથેજ મરીશું. આવીજ રીતે સપુટના પોલાણમાં રહેલા પરીબ્રહ્મની સાક્ષીએ કબુલ કરી એકતા સાધવાની શક્તિ હોય તો ચોરીના મંડપમાં પધારો.

પણ બહેરાની માફક વરરાજા અડગ રહે છે. ત્યારે સાસુજી પાંચમી યુકિતથી શિખામણ આપે છે.

ત્રાક—(રેંટીઆમાં જે રૂ કાંતવાની ત્રાક હોય તે) દેખાડી જેમ રૂ ને કાંતી નાંખી તેનો સુક્ષ્મ તાર બનાવી દે છે તેમ આ ગૃહસ્થાશ્રમની ફરજ રૂપી ત્રાક તમારા સ્થુલ શરીરને શુષ્ક બનાવી દેશે અથવા ચિંતારૂપી ત્રાકવતી તમારા શાન્ત સરીતામાં સ્નાન કરતાં શરીરને વીંધી નાંખશે આ સઘળી ઉપાધી વેઠવાની તમારામાં શાન્ત સરીતામાં સ્નાન કરતાં શરીરને વીંધી નાંખશે આ સઘળી ઉપાધી વેઠવાની તમારામાં તાકાત હોય તો ચાલ્યા આવો અને સુખેથી કન્યાને વરો.

સાસુએ આટઆટલી ઇસારેથી શીખામણ આપી તે બધી નકામી ગઇ એમ સાસુજીએ નજ જાણ્યું કેમકેઃ—સાસુજી સમજ્યા કે વરરાજા તો હરખમાં ને હરખમાં મંડપમાં પ્રવેશ કરવા તત્પર તૈયાર થાય છે, ત્યારે સાસુજી છેવટનો ઇસારો કરે છે.

અનેક શીખામણો આપતાં છતાં કોઇપણ રીતે વરરાજાને પાછા ફરવાને બ્રહ્મચર્ય પાલન કરવા સમજાવી હેતા અને પ્રજાના ઉદ્ધારાર્થે સુચનાઓ કરે છે. કિન્તુ લગ્નમાંજ જેની પ્રીતિ છે એવા વરરાજા તેમાંની એકપણ શીખામણ લક્ષમાં લેતા નથી. ત્યારે છેવટના બોલમાં સાસુજી કહે છે

કે ભલે તમારે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા તમારી ઉત્કંઠા પુરી કરો, પણ આ તમારૂં માનવ જન્મનું નાક ન ગુમાવતાં એમ કહી સાસુજીએ વરરાજાનું નાક તાણે છે. ત્યારે વરરાજા હરખાતા હરખાતા મંડપમાં પ્રવેશ કરે છે.

પ્રિય વાંચક! આધુનિક સમયને માટે આપણે આપણી જ્ઞાતિમાં હાલ શું જોઇ રહ્યા છીએ? તે આપ સારી રીતે જાણતાજ હશો. તેમજ સુરતથી પ્રકટ થતું પાક્ષિક પત્ર "મોચી મિત્ર" વાંચવાથી વર્તમાન સ્થિતિ જાણવામાં આવશે. માટે તમો જરૂર આજેજ ગ્રાહક થઇ મોચી મિત્ર મંગાવો. તેમાં આપણી જ્ઞાતિના સુધારા તેમજ ચાલુ વર્તમાન સમાચાર આવે છે.

ગયા વરસમાં સુરતમાં સાત આઠ કન્યાઓના લગ્નસરા હોવાથી તેમાં આપણા પુરોહિતનો જથ્થો ઠીક થયો હતો. લગભગ ત્રેવીશ ગોરદેવ પધારેલા હતા તેમાં ઉપરની બીના જણાવી ગયો છું તેને માટે ગઢડાવાલા ગોર જે ઉમીયાશંકર કરીને હતા તેઓ મારા ઉપર ખીજવાયલા હતા તેની સાથે એક યુવાન વીશ વર્ષને આશરે ગોરદેવ હતા તેઓએ કહ્યું કે તમો ક્યાંથી પાકયા કે ગોરને પણ છોડતા નથી? અને તમારેથી બીજું શું સારૂં થાય? ગોરનીજ નીંદા? આવી રીતે બીજા ગોરદેવ એક બીજાને ટેકો આપી ચાલતા થયાં.

પ્રિય વાંચક—આધુનીક સમયમાં આપણા ગોરદેવોનો સંતોષકારક જવાબ નહીં મળતા ઉલટા અર્થનો અનર્થ કરી મોંઢેથી ગમે તેમ બોલી પોતાનો બચાવ કરી લે છે. અરેરે! અફસોસ! આપણા માન્યવર આચાર્ય પદે પુજ્યમાન પુરોહિત થઇ ઉલટો જવાબ સાંભળી મારા દીલને કેટલો બધો આઘાત થયો હશે કારણ કે મને ગોરદેવના બોલ બાણની માફક મારા હૃદયમાં પેસી ગયા, અફસોસ! એમાં ગોરદેવનો વાંક નથી પણ આધુનીક જમાનો એવો છે. અહાહા! કળીયુગ! કળીયુગ!! તેં તારી અજબ લીલા પ્રસારી છે તેમાં પ્રથમ મોટા મોટાઓનેજ તારી લીલામાં ફસાવી દીધા છે, પછી બીજાનો શો ભાર! હે પરમાત્મા! હવે હદ થઇ છે. આ કળીયુગ નહી પણ કરયુગ! કર અને લે એ પ્રમાણેનો જમાનો છે. માટે હે પ્રભુ! જ્યાં સુધી તારી કૃપા થશે નહિ ત્યાં સુધી બધું ફોગટ છે માટે દયા કર! પ્રભુ દયા કર!!

વાંચક-મુળ મુદ્દાના સવાલો પડતા મુકી ગોરદેવના વિચારો પર ચઢી ગયો હવે મુળ સવાલો પર આવીએ.

**વરમાળા એટલે શું?**—આ સવાલનો વિચાર ચલાવીએ—વરમાળા કાચા સુતરની બનાવવામાં આવે છે અને ગરીબ તવંગરને પણ કાચા સુતરની વરમાળા બનાવી પહેરાવે છે. આ જગ્યાએ કોઇ ગૃહસ્થ હોય અને રેશમની

વરમાળ બનાવી પહેરાવે તો ચાલે કે કેમ ? અથવા મુદ્દલમાં વરમાળા ન રાખીએ તો કેમ ?

ઉપર મુજબના સવાલો તેના જવાબ જાણવાની દરેક વ્યક્તિને જરૂર છે. વરમાળા વિના હિંદુ લગ્ન થઇ શકેજ નહિ કેમકે લગ્ન પ્રેમના પવિત્ર માર્ગમાં ભિન્ન ભિન્ન વિચારના અને ભિન્ન ભિન્ન કુળનાં વરકન્યાને એકત્ર કરવાને વરમાળાની અવશ્ય જરૂર છે.

વરમાળા મંડપની અંદર વરકન્યાને ઉભયના કંઠમાં પહેરાવાય છે. અને બે જુદા શરીરોનું ઐકય કરાય છે. જેમ દ્રષ્ટાંત તરીકે સોની લોકો સોનાના બે જુદા જુદા કટકાને રેવણ કરતી વખતે બન્નેને યોગ્ય રીતે તારથી મજબુત બાંધી એક બીજા સાથે ગોઠવી રાવતી મુકી ઝારી લે છે જેથી તે ભાગો કદી પણ છુટા પડી શકતા નથી તેવીજ રીતે વરકન્યાને બે જુદા જુદા શરીરોને મંડપની અંદર એકત્ર કરી તેમના ઉપર વરમાળારૂપ તાર બાંધી ક્રિયારૂપ રાવતી મુકી શાસ્ત્રીય પદ્ધતિથી ઝારી લેવામાં આવે છે જે જીવન સુધી છુટા પડી શકતા નથી, જ્યારે એ ઝારણુ અત્યંત મજબુત થતું હતું ત્યારે મૃત્યુ સમયે પણ પતિ પ્રિયા સાથેજ ભસ્મિભૂત થતાં તેથી વરમાળા વિના હિંદુ લગ્ન થાયજ નહિ.

વાંચક—આધુનિક સમયમાં આ વિષે આપણે શું જોઇ

રહ્યા છીએ. લગ્ન થયા પછી બન્ને માણસમાં આપસ આપસમાં અથવા કોઇ બોલને ખાતર તકરાર થવાથી તુરત ફારગતી આપે છે. આવા દાખલા આપણી કોમમાં બહુજ બની રહ્યા છે એ કાંઇ થોડી ઘણી અધોગતી કહેવાય !

બીજો સવાલ એ કે સુતરની બદલે રેશમની વરમાળા ચાલે કે નહિ તેનો નિર્ણય કરીએ. સુતર પવિત્ર છે અને રેશમ અપવિત્ર છે તેથી લગ્ન જેવા પવિત્ર કામમાં સુતર જેવા પવિત્રની જરૂર છે કારણ કે રેશમની દોરી તો ફાંસો ખાવામાં કોઇને ફાંસી દેવામાં કામ આવે છે અને તેમાં ચળકાટ સુંવાળપણું અને શોભા છે, તેમજ સખ્તાઇ પણ છે તેનેથી નિર્દયપણું અને સ્વતંત્ર બંધનરૂપ છે તેથી લગ્ન જેવા પવિત્ર સંસ્કારોમાં તેનો ઉપયોગ કરી શકાય નહીં એટલેથીજ અગાઉના મહાન રૂષિઓએ પવિત્ર સુતરની વરમાળા રાખેલ છે.

## કન્યાદાન, પ્રકરણ ૫ મું.

**કન્યાદાન એટલે શું ?**—ઉપરની ક્રિયા થયા બાદ કન્યાના માવતર દાન તરીકે વરને એ કન્યા સોંપણી સર્વ સમક્ષ થાય છે. તેના વિશે આપણને ખરી બીના જાણવાની જરૂર છે. તે માટે અત્યારે તો કેવળજ અંધાધુધી ચાલે છે.

કન્યાદાનના સંકલ્પમાં જે હેતુ સમાયલો છે તે વરકન્યા અને તેમના માતાપીતા કે મંડપમાં બેસનારાઓ સારી

રીતે સમજતા હોય તો આપણી જ્ઞાતિમાં અપુર્વ સુખ-વાટિકા બને એમાં જરા પણ શક નથી. પરંતુ આધુનિક સમયમાં ઘણે ખરે ઠેકાણે ઉલટું એટલે કાઠીયાવાડ તરફ એનો અર્થ કન્યાદાન નહિ પણ કન્યાવિક્રય કરી રહ્યા છે. તેનો અર્થ સ્પષ્ટ થશે. કન્યાવિક્રયનો કાળો ડાઘ કાઠીયાવાડ જેવી નિરભુમીનેજ લાગેલો છે. પણ આપણા પુરોહિતો સંકલ્પ ભણનારા કન્યાદાનનો સંકલ્પ જ્યાં કન્યાનું દાન થતું હોય ત્યાં તો તે યોગ્ય કહેવાય પરંતુ જે ઠેકાણે કન્યાનું વેચાણ થતું હોય-સાટું થતું હોય ત્યાં એવા દાનના સંકલ્પ કરવા એ પુરોહિતને છાજતું નથી અને તેમજ પોતે પાપીના ભાગીદાર બનવા કરતા અને તેમજ યજમાનોને પાપી બનાવવા એ શરમભરેલું છે. આ ગુનાહનો જવાબ દેવા ભારી થઇ પડશે. એને માટે મારે પુરોહિતને નમ્ર વિનંતીથી જણાવવુંજ પડશે. કન્યાદાન જેવા પ્રસંગમાં જે ઠેકાણે કન્યાના પૈસા લેવાના હોય તે ઠેકાણે પુરોહિતને નિડર બની-નિર્લોભી બની યજમાનના અને પોતાના શુભને ખાતર નીચે મુજબ શ્લોક બોલવા અને તેનો અર્થ બધા ભાઇઓને સમજાવવો જોઇએ તેથી કરીને કન્યાવિક્રય થતો અટકે.

**अद्येत्यादि शुभ पुण्यतिथौ अस्यां ममकन्या या: अनेने वरेण अर्थम प्रजयां उभयो बंशक्षयार्थं तथा मम: समस्त**

पितॄणां निरतिशय कलश नरकादिलोक वाप्त्यादि श्रुति स्मृति पुराणादि कन्याविक्रय फलवाप्त्ये अनेने वरेण अस्यां कन्याया मुत्या दयिष्यमाण संतत्या दश पूर्वान दशा परान मात्मृक विंशति पुरुषान रौरवादि महानर्के नियोकतु कामः आसुर विवाह विधिना श्री लक्ष्मी प्राप्ते वा " कन्या विक्रय दान " महंकरिष्ये ?

શ્લોકનો અર્થ આજની શુભતિથીમાં આ મારી કન્યા ને આ વરની સાથે અધર્મ અને અપ્રજા માટે અને વંશના ક્ષય-નાશને માટે અને મારા સમસ્ત પિતૃઓને ક્લેશ નરકાદિની પ્રાપ્તિને માટે શ્રુતિ સ્મૃતિ પુરાણમાં કહેલા કન્યાવિક્રયના ફલને માટે આ વરથી આ કન્યામાં ઉત્પન થનારી પ્રજાવડે દશ પહેલાંના પછીના અને મને એમ એકવીશ પેઢીના પુરૂષોને રૌરવ નામના નર્કમાં નાંખવાની ઈચ્છાવાલો હું અસુર વિવાહવિધિ વડે લક્ષ્મી પ્રાપ્તિ માટે કન્યા વિક્રય કરૂં છું.

એ પ્રમાણે આપણા પુરોહિતને જે ઠેકાણે કન્યાના પૈસા લેવાના હોય ત્યાં એજ પ્રમાણે શ્લોક બોલવો જોઈએ. એટલે અધર્મ કામ કરતા અટકે એમાં શક નથી.

રામાયણમાં કન્યા વિક્રય વિષે મારા વાંચવામાં આવેલ છે. તેનો ટુંકો હેવાલ જણાવું છું. જ્યારે રામચંદ્રજી વનમાં

પંચવટીમાં રહ્યાં હતાં. ત્યારે બ્રહ્મચારી લક્ષ્મણજી નિત્ય-પ્રતિ ફળફુલ લાવી શ્રીરામ સીતાની સમક્ષ સેવામાં મુકતા હતા. લક્ષ્મણજી જ્યારે જ્યારે ફળ લેવાને વનમાં જતાં, ત્યારે દરરોજ રામચંદ્રજી દક્ષિણ દીશા તરફ જવા માટે લક્ષ્મણજીને મના કરતાં, નિત્ય આ પ્રમાણે શ્રીરામચંદ્રજીનું બોલવું થતું ત્યારે વીર લક્ષ્મણજીને શંકા ઉત્પન્ન થઈ, અને તેઓ મનમાં વિચારવા લાગ્યાં કે મ્હને દરરોજ ભગવાન રામચંદ્રજી દક્ષિણ દીશા તરફ જવા શા માટે ના પાડતા હશે, તેનો ભેદ શું હશે તે કાંઇ સમજવામાં આવતું નથી, એમ વિચારી લક્ષ્મણજી દક્ષિણ દીશા તરફ જવું એવું નક્કી કરી તે તરફ પ્રયાણ કર્યું એક બે માઈલ જતાં દક્ષિણારણ્યનો રમણીય પ્રદેશ જોઈ લક્ષ્મણજી બહુજ પ્રસન્ન થઈ ગયા. અઢાર ભારની વનસ્પતિ ખીલી રહી છે. અનેક સુરમ્ય પક્ષીઓ મધુર નાદ કરી રહ્યા છે. તેમજ વૃક્ષો ફળથી ઝુકી રહ્યાં છે. પરિપકવ થયેલા ફળો જમીન પર પડી ઢગલો થઈ રહ્યાં જોયાં, આ રમ્ય વન અને સુંદર પવન તેમજ નિરમળ જળના ઝરણા જોઈ લક્ષ્મણજીને ઘણો,જ આનંદ થયો.

આવી રીતે દક્ષિણારણ્ય નિહાળી રહેલાં છે. એવામાં કૌતુક જોવામાં આવ્યું. જેમ વૃક્ષ પર ફળાદિ લેવા વિચાર કર્યો એટલે પક્ષીઓના ટોળા લક્ષ્મણજી ઉપર ચોંટી પડયા

તે ભય ટાળવા માટે ભાથામાંથી બાણ કાઢયું એટલે પક્ષીઓ અદ્રશ્ય થઇ ગયાં.

જ્યાં બીજી બાજુ નજર ફેંકતાં જોવે છે એટલે એક ચરૂ દીઠો. તેમાંથી ધોધમાર પાણીનો ઝરો વહેતો જોયો ત્યાં જઇ જુવે છે પણ ચરૂમાં પાણીનો છાંટો પણ જોવામાં આવ્યો નહિ. ત્યાં વિસ્મય થતાં બીજી બાજુ નજર કરે છે.

એક મહાત્મા સાધુ વેશમાં છતાં ચીપીયા વતી પોતાના શરીરમાંથી માંસના લોચા તોડી તોડીને આંગળ રહેલી ધુણીમાં શેકી ઝટ ઝટ મુખમાં મુકીને ચાવી જતાં હતા. આ જોઇને લક્ષમણજીને અત્યંત શોક થયો. અરેરે! આવો પાપી મનુષ્ય કે જે પોતાનાજ શરીરના માંસને ખાય, આવું તો કોઇ જગ્યાએ જોયુ પણ નહિ. મનુષ્ય છતાં શું પણ પશુમાં પણ મારા જોવામાં આવેલ નથી. હે પ્રભુ! આ માંસભક્ષી મહાત્માને આ પવિત્ર પૃથ્વી પર તું કેમ રહેવા દે છે, અરે આ દુષ્ટનું મુખ જોવાથી પણ પાપ થાય છે. ધિક્કાર છે એના જોગને, અને ફિટકાર છે એના ધર્મને. અરેરે! આ પાપીનું મુખ જોઇ હું પણ દોષભાગી થયો છું એમ શોક કરતાં લક્ષમણજી શ્રી રઘુનાથ પાસે આવી પહોંચ્યા અને જે કૌતક વિગેરે જોયું તે સંશય દુર કરવા માટે શ્રી લક્ષમણજીએ રઘુનાથ પ્રત્યે પ્રાર્થના કરી અને તેનો ખુલાસો માંગ્યો.

એમ શોક કરતાં લક્ષ્મણજી રઘુનાથ પાસે આવી પહોંચ્યા અને કૌતુક વિગેરે જોયું; તે અથથી ઇતિ સુધીની વાત દીન વદનથી આજ્ઞાભંગ માટે ક્ષમા ચાહી જે કૌતુક સંબંધી ખુલાસો માંગ્યો.

શ્રીરામે કહ્યું–લક્ષ્મણ! એટલાજ માટે મેં તમને દક્ષિણ ગમનાર્થે મના કરી હતી. અસ્તુ.

લક્ષ્મણ! જે તમોએ વૃક્ષો પરથી ફળાદિ લેવા વિચાર કરેલ અને તમોને પક્ષીઓના ટોળા બાઝી પડેલાં ત્યારે તમોએ ભાથામાંથી બાણ કાઢયું એટલે પક્ષીઓ અદ્રશ્ય થઇ ગયા તે સાંભળો. કલિયુગમાં જે કોઈ સદ્‌ગૃહસ્થ તીર્થ (વૃક્ષ) ના ફળ માટે ધર્મ, અર્થ, કામ, મોક્ષના ફળો લેવા માટે તીર્થાટણ કરવા નીકળી પડે છે. જ્યારે તીર્થે પહોંચે છે ત્યારે દાન વખતે હજારો ભીખારીઓ ચોમેરથી તેને ચોંટી પડે છે, જ્યારે દાન કરનાના મોંઢામાંથી નકાર આવે તો પણ ખસતા નથી. એટલે દાન દેનારને ક્રોધ ચડે છે. એટલે ભીખારીઓ ત્યાંથી ખસે છે એ પ્રમાણે કલીયુગમાં થશે.

લક્ષ્મણ! તમો જે ચરૂની વાત કરી કે ચરુમાંથી પાણીની ધારા ધોધમાર ચાલી રહી હતી; પણ ચરૂમાં જોવા જતાં પાણી હતું નહિ તે સાંભળો. કળીયુગમાં જે બ્રાહ્મણો કથા કરે છે અને તેની પાસે એક ચરૂ ઉંધો વાળી પોતે ઓબાળા વડી ચરૂ વગાડતા જાય, અને મોંઢામાંથી

અમૃતરૂપી વાણીનો પ્રવાહ જે કથા તે સર્વ શ્રોતાઓને હૃદય હચમચાવી દે છે. પણ તેમાં બ્રાહ્મણો તો લેવાનીજ ગુફતે કરે છે. તેમાં અનુભવ (જલ) હોતો નથી.

લક્ષમણ! ઓ પ્રિય લક્ષમણ તમે જે સાધુ વેશમાં યોગી વેશમાં કે પુજનીય વેશમાં કે જે મહાત્માને જોયા છે. તે કળીયુગમાં પિતા થશે; અને પોતાના વીર્યથીજ ઉત્પન્ન થનારી પ્રજા પોતાના શરીરરૂપ પોતાની પુત્રીને વેચી તેના ધન ઉપરજ ગુજરાન ચલાવશે. લક્ષમણ એવા કન્યા વેચનારા તેઓના ધર્મ, કર્મ, સાધન, સર્વે નકામા જશે અને તેઓ પાપના ભાગીદાર બની પૃથ્વીને ભારરૂપ થઇ પડશે. એટલુંજ નહિ પરંતુ તેવાઓ ઘોર નર્કમાં વસનારા થશે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે તે સાંભળો:-

व्यधाः श्रेष्ठः मनुष्याणां कन्याविक्रय कारिणाम् ।
ते निर्दयः परेष्वेव पुत्रादिषु दया परा ॥

અર્થ:—કન્યા વેચનાર કરતાં પારધી હજાર ઘણો શ્રેષ્ટ છે. કારણ તે બીજા પ્રાણીઓ પ્રત્યે નિર્દયતા વાપરે છે જ્યારે કન્યા વેચનાર પોતાની પુત્રીને નિર્દયપણે વેચીને રીબાવી રીબાવીને મારે છે.

પ્રિય વાંચનાર—ઉપરના વાકય પર કન્યા વિક્રયના અઘોર પાપ અટકાવવા તારાથી બનતું કરજે, તારી ફરજ તું પોતેજ પાળજે અને બીજાને સમજાવજે, આધુનિક

સમયમાં સુધારાના આગેવાનો સેંકડો નિરાધાર પશુ તરફ દયા ધરાવે છે. પશુઓને કસાઈના હાથથી છોડાવે છે, તેમજ ગ્રહસ્થો તરફથી સદાવ્રતો કે ધર્માદાની સંસ્થાઓને નભાવે છેઃ ત્યારે શું કન્યાવિક્રય જેવા કસાઈને આપણી જ્ઞાતિ (કાઠીયાવાડ તરફ) માંથી હાંકી કહાડવાનો ઝંડો ઉડાવી આહાલેક કરીને સર્વ સ્વાર્થનો ભોગ આપી ભવાર્ણવ કુચાલના કંટકપૂર્ણ મેદાનમાં સત્યાગ્રહના યુદ્ધમાં કુદી પડવું એ તમારો ધર્મ (ફરજ) છે કે નહિ.

પ્રિય વાંચનાર આત્મબંધુ! જો એમ કરવામાં આળસ અગર અપમાન કરવામાં આવશે તો તેનું પરિણામ માઠું આવ્યું છે અને હજુ તેથી કનિષ્ઠજ આવશે, અને હજી સાંભળ! શાસ્ત્રમાં કન્યાવિક્રય માટે શું કહ્યું છે. તે ચાર શ્લોકમાં બતાવી લઉં છું.

ग्रहयं भक्षति माता पिता, मस्तकं मेवच,
बांधवाः पाणौ पादच्च, रुधिरं स्वितरे जना. १
भानुर्वदति चाण्डालि, त्वम भक्ष्यस्य भक्षिणी,
श्च कपोल स्थितं वारि, किं सिन्चसि पदे पदे. २
पग द्वति हरोयश्च, कन्या गोवेद विक्रयी,
मार्गेणानेन याताश्चेत्, तदध्वानं पुनाम्हयम्. ३
अल्पेनापिहि शुल्केन, पिता कन्यां ददाति यः
रौरवं बहु वर्षाणी पुरीषं मूत्रभ भुक्ते. ४

અર્થઃ—જે કન્યાનું દ્રવ્ય લે છે તે માતા કન્યાનું કાળજું ખાય છે, ભાઇઓ તેના હાથ પગ ખાય છે, અને એવા લગ્નમાં જે જમવા જાય છે તે કન્યાનું રૂધિર પીએ છે! (૧)

ભાનુ નામનો બ્રાહ્મણ કહે છે કે અભક્ષ્ય ભક્ષ કરનારી હે ચાંડાલી તું આ કુતરાની ખોપરીમાં પાણી લઇ રસ્તે છટકાવ કરતી જાય છે તેનું કારણ શું છે? (ચાંડાલી પ્રતિઉત્તર આપે છે) (૨)

તા. કઃ—પ્રભુ! પ્રભુ! આ અઘોર કૃત્યને બંધ કરવાને આજથી એવા સજ્જનોને સદબુદ્ધિ આપ કે જેથી દૃઢ પ્રતિજ્ઞા લઈ કન્યાદાન દઈ શકે? આપ ધારો તો બધું જ થઈ શકે તેમ છે.

પારકી આજીવિકાને તોડનાર, ગાય, અને વેદને વેચનાર એવા પુરૂષો આ રસ્તે થઇને ગયા હોય તેને આ મરેલા કુતરાની ખોપરીમાં પાણી લઇ છંટકાવ કરી હું પવિત્ર કરૂં છું. (૩)

કન્યાનો બાપ કન્યા આપવા બદલ થોડા પણ પૈસા લેતો તે ઘણાં વર્ષ સુધી રૈરવ નામનું ભયંકર નર્ક ભોગવે છે અને ત્યાં રહ્યો રહ્યો મળ, મૂત્ર ભક્ષણ કરે છે.

## મંગળફેરા પ્રકરણ ૬ ઠું.

પ્રિય વાંચનાર! બાળલગ્ન અને કન્યાવિક્રય વિશેના શું શું ફળ મળે છે તે અમો અમારા તરફથી પ્રકટ થતાં પાક્ષિક પત્ર "મોચીમિત્ર" વાંચવા આપને ભલામણ છે. તે પાક્ષિક પત્ર એક આપણી જ્ઞાતિનું અગ્ર સ્થાન ભોગવતું ચાલું વર્તમાનનો ચીતાર દર્શાવનારૂં છે એટલુંજ નહિ પણ ભવિષ્યની પ્રજાને આદર્શ બનાવનારૂં છે તો આપ જરૂર તેના એક વર્ષના બે રૂપીયા ભરી ગ્રાહક થાવ એ તમારા લાભનુંજ છે.

મંગળફેરા એટલે શું?—આ સવાલ ઘણોં મહત્વનો હોવો જોઇએ. કેમકે મંગળમય શુભ દિવસે વર-વધુને મંગળફેરા ફેરવવામાં આવે છે. તે આપને વિદિત છે. માતા પિતા પુરોહિત અને અનેક સભ્ય સ્ત્રી પુરૂષો સમક્ષ વરરાજાને આગળ ચલાવી છેડે ગાંઠી તેની પાછળ વર-વધુને ફેરા ફેરવવામાં આવે છે. ત્યારે લાજાહોમ વખતે વરકન્યાને શું કહે છે?

॥ મમવ્રતે તે હૃદયં દધામિ ॥

અર્થઃ—તારૂં દીલ તે મારૂં દીલ અને મારૂં દીલ તે તારૂં દીલ થાઓ.

॥ મમચિત મનુચિત તે અસ્તુ ॥

અર્થઃ—મારી ચાલ ચલગતમાં તારૂં દીલ થાઓ,

મારા મન સાથે તારૂં મન થાઓ, અને મારા વચનને એક દિલથી સંભાળ.

॥ इमामग्नि स्त्रायतामिति ॥

અર્થ:—હે અગ્નિદેવ! તમે આ મારી સ્ત્રીની રક્ષા કરજો.

એટલે આજ સુધીમાં તારાથી જે કાંઇ પાપ થયું હશે, કાઇની સાથે બોલવાથી, હસવાથી, હાથથી, પગથી, અથવા શિયળવ્રતથી તે સંબંધીનું સર્વ આ અગ્નિમાં પૂર્ણાહુતિ કરવાથી હું સમાવી દઉં છું. ( મારી કરૂં છું.)

આવી રીતનો દેખાવ સમક્ષ થાય છે. એના ભેદ જાણવાની જરૂર છે. વરની–પાછળ વધુ–કન્યા દોરાય છે. જેથી સિદ્ધ થાય છે કે વર–પતિને પગલે, વધુ–પ્રિયાએ ચાલવું જોઇએ, અથવા એનું સુચન એજ થાય છે કે પતિની આજ્ઞામાં રહેવું, સુખ–દુઃખમાં સાથે સંચરવું અને પતિની છાંયારૂપ બની જવું; તેમ વર–વધુની પ્રેમગાંઠ ફેરા ફરતી વખતે હળવે કે ઉતાવળે કરતાં કદીપણ છુટવી ન જોઇએ.

. પ્રિયવાંચક બંધુઓ! મંગળ ફેરાનો હેતુ સમજવામાં આવ્યો હશે. તેમજ આપણા ઇતિહાસ તપાસો, જે શ્રી રામચંદ્ર સાથે જાનકી, મહારાજા હરિચંદ્ર સાથે તારાદે, નળરાજા સાથે દમયંતીએ લગ્નમાં ફેરા ફરેલાં તે સાચા

કરી બતાવ્યા છે. એ ભાવના વર કન્યાને સમજવાની જરૂર છે. અને એ પ્રમાણે સમજાશે ત્યારેજ અમલમાં મુકવા વિચાર થશે અને જ્યારે અમલમાં મુકાશે ત્યારેજ આપણે ઉન્નતિના માર્ગ પર ચઢી શકીશું. અસ્તુ.

પ્રિયવાંચક! એક સમયે એક લગ્નમાં ગયો ત્યા નને મંગળ ફેરા વિષેનો ચિત્તાર મારી નજરે હજી પણ ખડો થયા કરે છે. જેથી કરી અત્રે તેનો ટુંક હેવાલ વાચકો સમક્ષ મુકવો એમ ધારીનેજ લખવુ પડે છે. સુરત જીલ્લામાં સોનવાડી કરી ગામ છે, ત્યાં લગ્નમાં જઈ ચઢવાથી કન્યાની ઉમર આશરે અઢીથી ત્રણ વર્ષની હશે. અને તેનો સંબંધ તેણે એક ગ્રહસ્થને ત્યા કર્યો હતો. લગ્ન પ્રસંગે બહારગામના આપણી જ્ઞાતિના અમીર ઉમરાવો અને નામિચા ગૃહસ્થો આવ્યા હતા, વસંત પંચમીની રાત્રીએ સાડાસાત વાગે વર કન્યાને લેગ્ન મંડપમાં પધારવામાં આવ્યા બાદ આપણા પુરોહિતે શું અગડમ બગડમ ગોટા વાળ્યા તે વખતે મારી બાજુમાં એક પ્રખ્યાત સુધારક હસી રહ્યા હતા તેમણે આ બધુ ગુપચુપ બેસી જોયા કર્યું હતુ. વર કન્યાના મામા વગેરે થોડીથોડી વારે ગોરબાપા! તાકીદ કરો, મહારાજ ઉતાવળ કરો, ન્યાત જમવાની ખોટી થાય છે, એ તો વરકન્યા પરણી ચુક્યાં, હવે લાંબુ ન કરો. ઝટ

કરો, જુઓને ! છોકરાઓ ઉંઘી જાય છે. વગેરે શબ્દો બોલી ગોર આપાને ઉતાવળથી ઉત્તેજન આપતા હતા. એક બાજુ ગોરબાપા ! કન્યા પધરાવો, એમ બુમો મારતા હતા. પરંતુ કન્યાની આંખોમાં નિદ્રાદેવી પ્રસરી રહ્યા હતાં આ બનાવ જોઇ કન્યા ભયભીત થઇ બુમેબુમ પાડી રડારોળ કરી મુકી હતી. ખરેખર ! આ બનાવ વરકન્યાનાં માબાપ પણ શોક શકુન ન થવાથી રડી પડયાં એટલે જ્ઞાનસુન્ય વર રાજાએ પણ મોટી પોક મુકી ક્ષણવારમાં આનંદ અને ગીત મંગળને ઠેકાણે આવો રડારોળનો અખાડો જામ્યો. વ્હાલા વાંચક ! આપ વિચાર કરો કે બાળલગ્નમાં વરકન્યા પરસ્પરની ફરજો (ધર્મ) ને સમજી શકે છે ? કદીજ નહિ. જ્યારે વરકન્યા એકબીજાના ધર્મ જાણતાજ નથી ત્યારે પછી તે પ્રમાણે વર્તવાની વાતજ શી. ધિક્કાર છે એવા આંધળા માબાપોને કે જેઓ પોતાના ક્ષણિક સુખના લ્હાવાને લીધે પોતાનાં પ્યારા બચ્ચા (બાળકો) ના જીવનને જોખમમાં નાખી જીંદગીભરનું દુઃખ ખરીદી આપે છે. બીજો ચિતાર છે તે અત્રે જણાવી શકતો નથી પણ આપને ચોથી મિત્ર મારફતના અંકોમાં વાંચવાનું મળી જશે. અસ્તુ.

## સપ્તપદિ, પ્રકરણ ૭ મું.

આપણા હિન્દુ સમાજમાં લગ્નનો ખરો હેતુ સપ્તપદિ માં સમાયેલો છે. સપ્તપદિ એટલે સાચું લગ્ન, સપ્તપદિ

એટલે સાત પ્રતિજ્ઞાઓ, હવે આપણે આધુનિક દ્રષ્ટિએ વિચારીશું તો આપણા પુરોહિતો ( ગોરબાપા ) ચાલુ જમાનામાં લગ્ન કેવી રીતે કરે છે તે શું આપ નથી જાણતા ? વધારે શું વિવેચન કરવાની જરૂર છે ? છતાં પણ ઇસારો કરવાની જરૂર છે આપણા પુરોહિત સપ્તપદિ માટે શું બોલે છે તે મારા અનુભવથી જણાવું છું; તે તમોપણ જાણતાંજ હશો. જ્યારે લગ્નમાં આપણા પુરોહિત ( ગોર બાપા ) સપ્તપદિની પુજા કરાવે છે ત્યારે આપણા પુરોહિત કહે છે કે ભાઇઓ !........અહીં સતપતિના સાત આપો.... આ પ્રમાણે આપણા ગોરબાપાઓ બોલી આપણી પાસે સાત સોપારી સાત બે આની વગેરે પડાવે છે. ત્યારે એક વાર મારા મનની શંકા દુર કરવા આપણા ગોરબાપાને પુછયું કે સતપતિના સાત શું ? ત્યારે ગોરબાપા કહે કે સાત બે આની, સાત સોપારી જોઇશે ત્યારે પુજા થશે, આ પ્રમાણે મને તો સમજાવી ગોરદેવે સપ્તપદિને બદલે સાત પતિનું સમજાવે બોલો ! આ થોડી ઘણી અધોગતિ થઇ છે. વિચારો ? ભાઇઓ વિચારો ?? આપણી સમાજની કેવી દશા આવી ? અફસોસ ! લગ્ન જેવા પ્રસંગે આપણે આપણું ભાન કેટલી હદ સુધી ભુલી ગયા છીએ તે અત્યારે કોણ નથી જાણતું ? આ સપ્તપદિનો હેતુ ને સિદ્ધ કરવાને માટે આપણી જ્ઞાતિમાં સપ્તપદિનો ખરો અર્થ જાણવો જોઇએ

સાચું લગ્ન કરવાથી વર કન્યા સમજે તો આપણી સમાજ જે કારગની (છુટ છેડા) થાય છે તે થાય નહિ.

આજ આપણી જ્ઞાતિમાં આ સર્વે આપણા ગોર બાપા જો સમજાવે તો શું ખોટું ? અરે ! ખરૂં પુછો તો આપણા ગોરબાપા સપ્તપદિના શ્લોકો આવડતા હશે કે કેમ? તે ઇશ્વર જાણે ? છતાં પણ એક બે ગોરબાપાને તો અમોએ પુછયું ત્યારે જવાબમાં ધબડકોજ સપ્તપદિની સાત પ્રતિજ્ઞા ને ... આપણે શાસ્ત્રોક્ત વિચાર કરવાની જરૂર છે તે આ ન્યા સાત શ્લોક પ્રતિજ્ઞાના.

... નથી ઉત્તરમાં ચોખા—ડાંગરની સાત ઢગલીઓ કરી પછી કન્યાના જમણા પગના અંગુઠાને ચોખાની ઢગલી પાસે નાખી નીચેના એક એક મંત્ર વડે એક એક ઢગલીને પરે સ્પર્શ કરાવવો. આ સાતે મંત્રો વરકન્યાની પરસ્પરની પ્રતિજ્ઞાના છે માટે તે અર્થ સહ અત્રે આપવામાં આવે છે.

सुखदुःखानि सर्वाणि त्वयासह विभज्यते ॥
यत्रत्वं तदहं तत्र प्रथमेसाऽब्रवीदिदम् ॥ १ ॥

અર્થ:—પ્રથમ પગલે કન્યા પ્રતિજ્ઞા કરે છે. સઘળાં સુખ તથા દુઃખો તમારી સાથે ભોગવીશ. અને જ્યાં તમે રહેશો ત્યાંજ હું રહીશ (એ પ્રમાણે વરની પણ પ્રતિજ્ઞા માની લેવી.)

कुटुम्बं रक्षयिष्यामि आवृद्धा बालकादिकम् ॥
अभित नाग्निच संतुष्टा द्वितीये साऽब्रवीदिदम् ॥ २ ॥

અર્થ:— વૃદ્ધથી આરંભી બાળક સુધીના કુટુમ્બનું હું રક્ષણ કરીશ. અને કંઇ વસ્તુ હશે યા નહિ હોય તો પણ સંતોષ રાખીશ. બીજે પગલે વરકન્યા પ્રતિજ્ઞા કરે છે.

भर्तृ भक्ति रता नित्यं सदैव प्रियभाषिणी ॥
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥ ३ ॥

અર્થ:—ત્રીજે પગલે કન્યા પ્રતિજ્ઞા કરે છે "નિરંતર હું" સ્વામિની સેવા કરીશ અને પ્રિય બોલીશ.

आर्त्ते आर्त्ता भविष्यामि सुख दुःख विभागिनी ॥
तवाज्ञां पालयिष्यामि कन्यातूर्ये पदेऽब्रवीत् ॥ ४ ॥

અર્થ:—ચોથે પગલે કન્યા પ્રતિજ્ઞા કરે છે કે આપના દુઃખમાં દુઃખી અને સુખ દુઃખની ભાગિયણ થઇશ. તથા આપની આજ્ઞા પાળીશ

ऋतु काले शुचि स्नाता क्रीडिष्यामि स्त्वयासह॥
नाहं परनरं यायां कन्या पञ्चपदेऽ ब्रवीत् ॥५॥

અર્થ.—રૂતુકાળના ચોથા દિવસ પછી સ્નાનથી પવિત્ર થઇને, તમારી સાથે હું ક્રીડા કરીશ અને કદાપિ પણ પર પુરૂષની ઇચ્છા નહીં કરૂં. આ પ્રમાણે પાંચમે પગલે પ્રતિજ્ઞા કરે છે.

इहाय साक्षीनौ विष्णुर्नचत्वां वञ्चिता स्म्यहम् ।।
उभयोः प्रीतिरत्यन्ता कन्या षष्ठे पदेऽब्रवीत्।।६।।

અર્થઃ–છઠ્ઠે પગલે બન્ને પ્રતિજ્ઞા કરે છે. આ કરવામાં આવેલી આપણી બન્નેની પ્રતિજ્ઞાઓ માટે સર્વવ્યાપક પરમેશ્વર સાક્ષી છે. નિરંતર પ્રીતિ વધારીશ અને હું તમને કોઈ દિવસ પણ છેતરીશ નહીં.

होम यज्ञादि कार्येषु भवामिच सहायिमी ।।
धर्मार्थ काम कार्येषु कन्या सप्तपदेऽब्रवीत् ।। ७ ।।

અર્થઃ–જે વડે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરૂષાર્થો સિદ્ધ થાય છે. એવા હોમ યજ્ઞાદિ કાર્યોમાં હું સહાય કરીશ. આ પ્રમાણેની પ્રતિજ્ઞા સાતમે પગલે કરાય છે

આ સાતે પ્રતિજ્ઞાઓ દરેક સ્ત્રી પુરૂષોને પાળવાની છે. જે એનો ભંગ કરે છે તે યમલોકમાં શિક્ષાને પાત્ર થાય છે.

સુજ્ઞ બંધુઓ ! આપ બુદ્ધિનો ઉપયોગ કરી વિચારી જોશો તો જણાશે કે અધુના કન્યા કે વર આ કરારોમાંની એકપણ વાત સમજી શકે છે ખરાં કે ?

વર કન્યા કંસાર જમે. પ્રકરણ ૮ મું

પ્રિયવાંચક ! અમારા વિચારો હજુ લગ્ન વિધિમાં લખવાને રહી જાય છે. છતાં અમારી ઉમેદ પુરી કરવા જઇએ છીએ તો પુસ્તક ની કીંમત વધારે થાય એટલુંજ

નહિ પણ અમારી પાસે નાણાનું સાધન નહિ હોવાથી અમો ટુંક હેવાલથી જણાવીએ છીએ, ઇશ્વર ઇચ્છા હશે તો આ નાનકડું પુસ્તક જલદી ઉઠાવ થઈ જશે તો અમો બીજી આવૃતિ સુધારા વધારા સાથે પ્રકટ થશે. તેમાં ગીતનો પણ સંગ્રહ કરવાનો વિચાર છે.

વર કન્યા કંસાર જમે એ શું? આ સવાલ કેટલો ઉપયોગી છે. તેનો આપણે વિચાર કરીએ. આ દેખાવ સર્વ સમક્ષ પુરોહિત હસ્તકે થાય છે. કન્યાની માતા ચારવાર થાળીમાં કંસાર પીરસે છે. પછી વર–વધુને પરસ્પર ખવરાવવાની વિધિ આપણા ગોરબાપા! હાસ્યવિનોદથી કરે છે. અરે! કાઠિયાવાડ તરફ જ્યારે ગોરબાપા એવો તો ઘાટો કહાડે કે 'નાના નાના' છોકરા નિંદ્રાવશ હોય અરે મોટાજન નિંદ્રાવસ હોય તો હબકી જાય છે. પરંતુ આપણા શાસ્ત્રો પ્રમાણે નિચે મુજબ શ્લોક:–

प्राणैस्ते प्राणान्संद धामि, अस्थि भिस्ते ह्यस्थिनि संद धामि ॥
मांसैस्ते मांसानि संद धामि, त्वचा ते त्वंच संद धामि ॥

એક એક પદ બોલી ચાર ગ્રાસમાં સંપુર્ણ વિધિ સમજાવે છે.

અર્થ:—વર કહે છે મારા પ્રાણની સાથે તારા પ્રાણને ધારણ કરૂં છું. મારા હાડકાં સાથે તારા હાડકાંને જોડું છું, મારા માંસની સાથે તારા માંસને ધારણ કરૂં છું, મારી ચામડી સાથે તારી ચામડીને જોડું છું.

આ પ્રમાણે વર ચાર વાર કન્યાને જમાડે છે.

मदीय चितानुगतं चचितं सदा मदाज्ञा परिपालनंच ।।
पतिव्रता धर्मपरायणा त्वं कुर्या स्सदा सर्वमिमं प्रयत्नम ।।

અર્થઃ—મારા અંતઃકરણને અનુસરતુ ચિત્ત અને હમેશાં મારી આજ્ઞા પ્રમાણેનું વર્તન તથા પતિવ્રત ધર્મમાં પ્રીતિવાળી થવામાં હંમેશાં તમો પ્રયત્ન કરજો.

ઉપર પ્રમાણે વર-કન્યા એક બીજાને જમાડીને જમવાથી પ્રત્યેકના હૃદય મંદીરમાં પવિત્ર ભાવનાનાં બીજ રોપાય છે. આ વિધિ પુરોહિતાદિ સમક્ષ આ વર કન્યાઓનાં સબંધ થાય છે. કે જે કદી પણ તોડી શકાય નહિ તેવું મજબુત છે. પરંતુ આધુનિક સમયમાં ઉલટું ચાલી રહેલ છે. આ વિષયમાં ખરો હેતુ કોઇ તરફથી વર કન્યાને સમજાવવામાં આવતો નથી જેથી કરીને ઉલટું બની રહ્યુ છે.

પ્રિય વાંચક! આપણી જ્ઞાતિમાં જેમ બને તેમ આવા ઉત્તમ 'સાહિત્ય'નો પ્રચાર કરવા તારી ફરજ બજાવ. જેથી કરી ભવિષ્યની પ્રજા આદર્શમય બને અને આપણે જનસમાજમાં ઉંચ સ્થાન મેળવી શકીએ એટલુંજ નહિ પણ આપણી પ્રજા બાહોશ તેમજ શૌર્યવાળી બને એવાજ હેતુથી આવા 'સાહિત્યને ઉત્તેજન આપો. અસ્તુ.

સમાપ્ત.

શ્રી મોચી જ્ઞાતિ સાહિત્ય લાભાર્થે પ્રગટ થતું

# "મોચી મિત્ર"

દર અમાસને પુર્ણિમાએ નિયમિતપણે પ્રગટ થાય છે.

"મોચી મિત્ર" પાક્ષિક પત્ર આજ બે વર્ષથી આપણી જ્ઞાતિમાં નિડરપણે, સત્યમિના નિષ્પક્ષપાતપણાથી જ્ઞાતિ સેવા બજાવતી રહેલ છે. તેમજ આપણી સમસ્ત કોમમાં અગ્રસ્થાન ભોગવતું ઘેરેઘેર તાજા સમાચાર પહોંચાડનાર ફક્ત એક "મોચી મિત્ર"જ છે. ગુજરાત, કાઠીયાવાડ. કચ્છ હાલાર, સીંધ અને સુરત જીલ્લો વગેરે જ્યાં જ્યાં આપણી કોમ ગુજરાતી ભાષા જાણનાર હોય ત્યાં દરેક જગ્યાએ પહોંચી વળે છે. તેમજ આ "મોચી મિત્ર" આપણી જ્ઞાતિ પોતાનુંજ પત્ર જાણે આપણી જ્ઞાતિના ફેલાયેલા સજ્જ બંધુઓ! જ્ઞાતિ ઉન્નતિના લેખો, આર્થિક, સામાજીક અને ધાર્મિક તેમજ સમાચારો લખી મોકલો એજ જ્ઞાતિ સેવાની પવિત્ર ફરજ છે. તમો "મોચી મિત્ર"ના આજેજ ગ્રાહક થાવ તેમજ સહાયક થવા ભલામણ કરો.

"મોચી મિત્ર" પત્રનું વાર્ષિક લવાજમ

ગ્રાહક વર્ગ તરીકે રૂ. ૨—૦—૦

હિન્દ બહાર શીલીંગ પાંચ

વધુ લવાજમ પોતાની ઇચ્છાનુસાર.

"મોચી મિત્ર"

ભાગાતળાવરાહે:—સુરત.

છપાઈ છે! જલદી નામ નોંધાવો— છપાઈ છે!

## બાળ લગનની કહાણી

—: અને :—

## કન્યા વિક્રયની ક્રુરતા.

એક સામાજીક બનેલો કીસ્સો, અનુભવી ચિતારનો તાદ્રશ શબ્દ રેખાચિત્ર, હૃદયને હચમચાવી મૂકે એવો નિર્દય નમુનો જરૂર વાંચો! વિચારો! તમારી ફરજ બજાવો! તેમજ આ નાનકડા પુસ્તકની કીંમત ફક્ત બે આના રાખી છે. માટે આજેજ તમારૂં નામ નીચે મૂજબ નોંધાવો.

## "મોચી મિત્ર"

ભાગાતળાવ;વરીઆડ,—સુરત.

મુદ્રક-ખપાટીઆ ચકલા પર આવેલા શ્રી ન્યુ "સમાચાર" પ્રેસમાં અમુભાઈ રામભાઈ નાયર પ્રકાશક માટે છાપી.